हिंदना

# इतिहासिक सालवार

## બનાવોની

## ટુંકી નોંધ.

રચાની પ્રસિદ્ધ કરનાર

**અરદેશર હીજીશાહ ગાંધી**

તે "ગાંધી બુક ડીપો" ના માલેક.

ઠા. લલુભાઈના ચકલો નો. ૮૪૮

**ભરૂચ.**

સને ૧૮૮૯

**કીંમત અઢીઆના.**

છાપી ધી ભરૂચ "પ્રિન્સ ઓફ વેલ્સ" છાપખાનામાં.

# પ્રસ્તાવના.

સરકારી નિશાળોમાં હાલ હિંદનો ઈંગ્રેજી કૃત ઇતિહાસ ચોથા, પાંચમાં, છઠ્ઠા, તેમજ અંગ્રેજી ધોરણોમાં પણ ચાલે છે, તે ઇતિહાસમાં મુખ્ય મુખ્ય બનાવો ક્યારે ક્યારે કોના વખતમાં કેવી રીતે બન્યા તે સંક્ષીપ્ત જાણવા સારૂ ઘણુંજ મુશ્કેલ હતું તે માટે સારા સારા મોટા મોટા બનાવો, તેમજ બાદશાહની વંશાવલી અને અંગ્રેજી રાજ્ય કર્તા ગવરનર-જનરલો સાથનો-મુખ્ય મુખ્ય ઝગડા વગેરે ટુંકામાં વરણવેલા છે. છઠ્ઠા ધોરણની તેમજ બીજી અંગ્રેજી ગુજરાતી પરિક્ષામાં અમુકસાલમાં શા શા બનાવો બનેલા છે તે પુછે છે, તે ખોળવા સુગમ પડવાને માટે સૈકાવાર અનુક્રમે લખ્યા છે.

અંગ્રેજીમાં બર્ડસઆઇવ્યુ નામનો તકતોછે તેને મળતુ આ લઘુ પુસ્તક છે. આ નાનું પુસ્તક સુક્ષ્મ દર્શક યંત્ર માફકછે વલી ટુંકામાં ઘણું જાણવાની કુંચી રૂપ છે. એના બે ભાગ કર્યા છે એક ઇ. સ. પૂર્વેનો તથા બીજો ઇ. સ. પછીનો વલી દરેક સાલમાં જેટલા જેટલા નવા બનાવો હશે તે જુદા જુદા બતાવ્યા છે તેથી સર્વેને ઉપયોગી પડશે એવી આશા રાખું છું.

# हिंदना इतिहासिक सालवार बनावोनी टुंकी नोंध.

## भाग १ लो.

इ. स. पूर्वे सैकाना सुमारे

इ. स. पूर्वे ६ ઠા સૈકાને સુમારે બુદ્ધનો ઉદય, અને તે વખતે વેદ ધર્મ ચાલતો હતો.

## प्रारंभसनथी अंत्य सुधीना सनमां बनेला बनावो

इ. स. पूर्वे.

૫૪૯–૪૮૬ મેટેલ્સ નગરનો ગ્રીક ઇતિહાસ કર્તા હેકાતિયોસ હિંદમાં આવી હિંદનો હેવાલ લખી ગયોછે.

૫૪૩ થી इ. स. ૧૦૦૦ બૌદ્ધ ધર્મ પ્રવર્ત્યો તે ધર્મનો મૂળ પુરૂષ ગૌતમ બુદ્ધ હતો.

૫૨૧–૫૧૮ પારશી રાજા દરવેશ ગુસ્તાસ્પે હિંદ ઉપર સ્વારીઓ કરી.

૫૦૦ થી ઇ. સ. ૧૧૦૦ સુધી મથુરામાં પાંડય વંશના રાજા રાજ કરતા હતા.

૩૬૧ થી ઇ. સ. પૂ ૧૬૧ ગ્રીક સ્વારીઓ હિંદ ઉપર ચાલુ રહી હતી.

૩૧૬ થી ઇ. સ. પૂ ૨૯૨ ગંગાના પ્રદેશમાં ચંદ્રગુપ્તનામે માહારાજાએ રાજ કર્યું.

૩૧૨ થી ઇ. સ. પૂ ૨૮૦ સેલ્યુકસે સીરીઆમાં રાજ્ય કર્યું.

૩૦૬ થી ઇ. સ. પૂ ૨૯૮ સુધી સેલ્યુકસના તરફના બે ગ્રીક એલચી ચંદ્ર ગુપ્તીના દરબારમાં રહેતા હતા.

૨૬૩ થી ઇ. સ. પૂ ૨૨૩ અશોક રાજાની કારકીર્દી ચાલતી હતી.

૨૫૦ થી ઇ. સ. ૧૦૦૦ સુધી બૌદ્ધમત અને બ્રાહ્મણ ધર્મની ઐકયતા જોવામાં આવતી હતી.

૨૬૩ થી ઇ. સ. પૂ ૨૨૩ સુધી મૌર્ય વંશના રાજા રાજ્ય કર્તા હતા.

૧૮૫ થી ઇ. સ. ૮૬ સુધી સંગા કુળના રાજા રાજ્ય કતા હતા.

૧૮૧ થી ઇ. સ. પૂ ૧૬૧ ગ્રીકના બળવાન રાજ્ય કર્તાઓએ પંજાબ, મથુરા, અયોધ્યા, અને સીંધ ઉપર સ્વારીઓ કરી.

૧૨૬ થી ઇ. સ. ૪૦૦ સુધી શકલોકના ધાડાં હીંદ ઉપર આવ્યાં હતાં.

૮૬ થી ઇ. સ. ૩૧ કન્વા વંશના રાજા દક્ષીણમાં રાજ્ય કર્તા હતા.

૫૭ થી ઇ. સ. ૪૩૬ ઉજ્યનમાં આંધ્રકુળના રાજા રાજ્ય કર્તા હતા.

# इ. स. पूर्वे अमुक सैकावार बनावो.

इ. स. पूर्वे, (कुरुक्षेत्र) પાણીપતના મેદાનમાં પાંડવ કૈરવનું યુદ્ધ થયું.

૩૦૦૦ વર્ષ પેહેલાં આર્ય લોકની બે શાખા મધ્ય એશીઆમાંથી છુટી પડી તે પૂર્વ પશ્ચિમ તરફ ફેલાઇ ને તે વખતે ઋગ્વેદ રચાયો.

૧૪૦૦ ખગોળ વિદ્યાના મળેલાં વર્શો ઉપરથી યુરોપી જોશીઓનું એવું અનુમાન છેકે વેદરચવાનું કાંમ તે વખતે ચાલતું હતું.

૧૨૦૦ પછીનો મહાભારતનો ગ્રંથ થયોનથી એવું અનુમાન થાયછે

૧૦૦૦ રામાયણનું યુદ્ધ બનેલું હોય એમ ધરાયછે.

૭૦૦ ગુહ્યસુત્ર (બ્રાહ્મણોનુ ધર્મશાસ્ત્ર) બન્યું હોય એમ હંટર કૃત્ય ઇતિહાસનું અનુમાન છે.

૫૦૦ મનુસ્મૃતિમાં વર્ણવેલી રૂઢીઓનો સંગ્રહ ઉત્તર હિંદમાં થયો અને બ્રાહ્મણોના ષટ્દર્શન તત્વજ્ઞાન વિગેરે રચાયાં

૪૦૦ સંગીન શાસ્ત્રના સુર કલ્પાયા એમ સંભવેછે.

# इ. स. पू. कायम सालवारी बनावो.

૬૦૩ કપીલ વસ્તુના રાજા સુધ્ધોદનને ત્યાં ગૌતમબુદ્ધનો જન્મ થયો એ રાજ્ય કાશીની ઉત્તરે ૧૦૦ મૈલ ઉપર હતું. એ ગૌતમ બુધ્ધે બૌદ્ધ ધર્મ પ્રવર્તાવ્યો.

૫૪૩ ગૌતમ બુદ્ધ ૮૦ વર્સની ઉમરે વડની છાયાનીચે મરણ પા-
મ્યો. એજ વર્સમાં તેના ૭૦૦ શીષ્યોએ ગુરૂના ઉપદે-
શક વચનો એકઠાં કરવા સારૂ પટણામાં પેહેલી બુદ્ધ
સભા કરી.

૪૫૦ હેરોડોટસ ગ્રીક હિંદમાં આવ્યો તે સીંધુ નદીની વાતથી જા
ણીતો હતો.

૪૪૩ ગૌતમ બુદ્ધનાશીષ્યોએ બૌદ્ધ ધર્મ ઓછો વત્તો માનનારા
વચ્ચેના વાંધો પતાવવા સારૂ બીજી સભા એકઠી કરી.

૪૦૧ કેતશીઅન ગ્રીક ઇરાનસુધી આવ્યો અને ત્યાં રહી હિંદ-
ની કેટલીક નવાઇની ચીજોની ખબર મેળવી.

૩૫૦ સંસ્કૃત પાણીનિય વ્યાકરણ બન્યું.

૩૨૭ માસીડોન (મકદુનીઆનાનો) સિકંદર બાદશાહ હિંદ ઉ-
પર પેહેલ વહેલો આવ્યો. અને હિંદનાપોરવ રાજા
જોડે જેલમ આગળ લડાઇકરી તેમાં પૌરવ હાર્યો.

૩૨૬ ગ્રીક લોકની છાવણીમાં તેમના સરદારોને લલચાવા ચં-
દ્રગુપ્ત ગયો હતો, તેને ત્યાંથી નાસવું પડ્યું.

૩૨૫ મહાન સિકંદર હિંદમાંથી ભારે જય મેળવી સુસાશેહે-
રમાં ગયો.

૩૨૩ મહાન સીકંદર બાબીલન શેહેરમાં મરણ પામ્યો (૩૨૧)

૩૧૬ સીકંદર ગયાકેડે ચંદ્રગુપ્તે (પાટલી પુત્ર) પટણાનો કબજો
કરી રાજ્યની ગોઠવણ રચી.

૩૧૨ ચંદ્રગુપ્તે પોતાનું રાજ્ય સેલ્યુકસની અડોઅડ લાવી

મુકયું હતું.

૨૮૧ અમીત્રઘાત ગાદીએ બેઠો.

૨૫૭ મગધ અથવા બહાર પ્રાંતના રાજા અશોકે બૌદ્ધમત સ્વીકાર્યો.

૨૫૬ આન્તીઓખસે અશોક જોડે કોલ કરાર કર્યા.

૨૫૦ જુના લેખો વીગેરેના દાખલા ઉપરથી જણાયછે કે હિંદમાં બે પ્રકારના મોળાક્ષર ચાલતાહતા.

૨૪૪ અશોકે ૧૦૦૦ વડીલોની સાથે પટાણામાં બૌદ્ધની ત્રીજી સભા કરી. અને એ ધર્મને સભાએ ઠરાવેલા નિયમ પ્રમાણે દક્ષિણમાં પ્રવર્તાવ્યો. અને રાજ્ય ધર્મ તરીકે સ્વીકાર્યો તથા દવાખાના, પાંજરા પોળો, પરવડીઓ, કબુતરખાંનાં, સડકો, તળાવો, ધર્મશાળાઓ વિગેરે રાજ્યની ઉપજમાંથી કરાવાને એક ધર્મખાતું સ્થાપ્યું.

૧૨૬ હિમાલયની વાવ્ય કોણમાં આવેલા બાકત્રીઅન રાજ્યમાંથી ગ્રીક લોકને (રાજવંશને) સુ જાતના શક લોકે હાંકી કાઢયા.

૫૭ ઉજ્જનમાં પરદુઃખ ભંજન શકારી ચક્રવર્તીરાજા વીક્રમ થયો. તેના દરબારમાં નવ રત્નો હતાં તેમાં મહા કવી કાલીદાસ પણ હતા.

# भाग २ जो.

## इ. स. १ थी १५०० सुधी पुरातनीक (प्राचिन) इतिहास आशरागत सालवार बनाव.

ઈ. સ.

૨૦૦ ને સુમારે યાજ્ઞવલક્ય સ્મૃતિ થઇહોય એમછે.

૮૦૦ ને સુમારે જ્યોતિષના ગ્રંથોનો તરજુમો અરબી ભાષામાં થયો ત્યારથી એ વિદ્યા પશ્ચિમમાં ફેલાઇ અને વૈદિક વિદ્યાનો તરજુમો પણ એજ સમયમાં આરબી ભાષામાં થયેલોછે. આ વખતે આરબો સિંધ સુધી આવી પોહોંચ્યાં હતા. યુરોપમાં હાલ વૈદિક વિદ્યા ચાલે છે તે તે વખતથી ગએલીછે.

આઠમા તથા નવમા સૈકાની અંદર કુમારીલ ભટ હિંદમાં સગુણસ્વષ્ટા ઇશ્વરનો ધર્મ બોધ કર્યો.

૧૦૦૦ ના સુમારથી મુસલમાનોની લુંટની સવારીઓ હિંદ ઉપર ચાલુ થઇ.

## ક્યાંથી ક્યાંસુધી સાલવાર બનાવો.

ઇ. સ.

૬૦–૨૩૫ મુંબઇની વાવ્યકોણમાં શાહકુળના રાજા રાજ્ય

કરતા હતા.

૧૦૦–૧૦૦૦ મલબારમાં ચેરાકુળના રાજા રાજ્ય ક-
રતા હતા.

૨૫૦–૧૧૮૨ કલ્યાણમાં ચાલુ કયવંશના રાજા રાજ્ય કર-
તા હતા.

૨૮૮–૯૦ ચેરાકુળના રાજા કાવેરીને કાંઠે તાલક શેહેરમાં
રાજ્ય કરતા હતા.

૩૧૯–૪૭૦ ઉત્તર હિંદમાં ગુપ્ત કુળના રાજા રાજ્ય કરતા હતા.

૪૮૦–૪૭૨ વલભીકુળના રાજા ગુજરાત, કચ્છ, માળવામાં
રાજકરતા હતા.

૬૦૦–૮૦૦ બ્રાહ્મણ ધર્મ પ્રબળ હતો.

૬૩૦–૬૪૦ હીઓ એનથ્યાનશનચોનો જાત્રાળુ હિંદમાં ફરી-
ગયોછે તેણે વલભી કુળનો હેવાલ વર્ણવેલો છે. વ-
લી તે લખેછે કે તે વખત બ્રાહ્મણો પોતાનો ધર્મ સ્થા-
પવા તૈયાર થયા હતા.

૬૬૨–૬૬૪ સિંધ ઉપર આરબોની લુંટની સ્વારીઓ થઇ
પણ તેમાં કાંઇ વળયું નહીં.

૯૯૭–૧૧૭૬ મુસલમાનોને હાથ સીંધનો કેટલોક ભાગ ખાલ-
સા થઇ ગયો હતો.

# कायम सालमां बनेला बनावो.

ઈ. સ.

૪૦ સિથિઅન રાજા કનીસ્કે બૌદ્ધ ધર્મી પુસ્તકોનું પુનઃસંશો-

ધન કરવા માટે બૌદ્ધની ચોથી સભા કરી
૬૫ બૌદ્ધ ધર્મને ચીન દેશના રાજાએ રાજ્યધર્મ માન્યો.
૭૮ શકલોકના ધાડાં હીંદમાંથી હાંકી કાઢવા માટે શાલીવાહને ભારે ટક્કરો ઝીલેલી તે ઉપરથી તેને શકારી રાજા માની શક ગણ્યો.
૩૫૦ રઘુવંશ અને કુમાર સંભવ એ બે પુસ્તકો બન્યાં હોય એમ સંભવેછે.
૫૫૩ હુણજાતની પ્રજા હિંદમાં બળવાનછે એવું ગ્રીકોએ લાલ સમુદ્રમાં રહી સાંભળયું હતું.
૫૭૦ મહમદ પેગંબરનો મક્કા શેહેરમાં જન્મ થયો, અને એણે મુસલમાની ધર્મ ૬૨૨ થી પ્રગટ કર્યો.
૬૩૦ કનીસ્ક રાજાએ ચીના પટ્ટાણમાં ચીનના સાનઅવેજીઓને રાખ્યા હતા.
૬૩૪ સીલાદીત્યે એક સાધારણ સભા પોતાને ત્યાં બોલાવી હતી.
૬૩૬ ભરૂચ ઉપર એક નૌકા સૈન્ય આરબોનું આવ્યું હતું. અને ઉસ્માનની હિંદ ઉપર સ્વારી.
૬૯૬ પંચાસરની ગાદીએ ચાવડા વંશનો જયશીખરી રાજ્ય કરતો હતો.
૭૧૨ મહમદ કાસમ સિંધ ઉપર આવ્યો અને જાથુનું મુસલમાની રાજ્ય સ્થાપવાનો પ્રયત્ન કર્યો પણ તે નીષ્ફળ ગયો.
૭૧૪ મહમદ કાસમ મરી ગયો.

૭૪૬ વનરાજ ચાવડાએ અણહિલપુર પાટણ વસાવ્યું ને પોતે ગાદીપતી થયો.

૭૫૦ સિંધના રજપૂતોએ મુસલમાન હાકેમોને સખત હાર-ખવરાવી હાંકી કાઢ્યા કે, જે બસેં વરસ સુધી ફરી-આવવા પામ્યા નથી.

૮૦૬ વનરાજ ચાવડો પાટણની ગાદીનો રાજા મરણ પામ્યો અને વનરાજનો દીકરો યોગ્યરાજ્ય ગાદીએ બેઠો.

૮૪૨ ક્ષેમરાજ ગાદીએ બેઠો. ૮૬૬ ભુવડ ચાવડો ગાદીએ બેઠો.

૮૯૫ વીરસીંહ ગાદીએ બેઠો. ૯૨૦ રત્ના દીત્ય ગાદીએ બેઠો.

૯૩૫ સામતં શીંહ ચાવડો ગાદીએ બેઠો.

૯૭૭ ગીજનીના મુસલમાનોએ લાહોરના જયપાળ રાજા ઉપર ચઢાઇકરી તેમાં જયપાળ હાર્યો.

## गुजरातनी गादिए सोळंकी वंसना राजाओ.

૯૪૨ મૂળરાજ સોળંકી મામાની ગાદીએ બેઠો.

| | | |
|---|---|---|
| ૯૪૭ ચામુંડ | ગાદીએબેઠો | ૧૦૧૦ વલભસેન ગાદીએ બેઠો. |
| ૧૦૧૦ દુર્લભસેન | ,, | ૧૦૨૨ પેહેલો ભીમદેવ ગાદીએબેઠો |
| ૧૦૭૨ કરણ ૧ | ,, | ૧૦૯૪ સીદ્ધ રાજ્યજયસીંહ ,, ૩ |
| ૧૧૪૩ કુમારપાળ ૨ | ,, | ૧૧૭૭ બાળમુળરાજ ગાદીએ બેઠો. |
| ૧૧૭૪ અજેપાળ | ,, | ૧૨૪૩ ત્રીભોવનપાળ ,, |
| ૧૧૭૯ ભોળો ભીમ | ,, | |

૧ કરણસાગર તળાવ બંધાવ્યું. ૨ એ બૌધ મારગી હતો. ૩ એણે રૂદ્રમાળો રચ્યો.

# ગુજરાતની ગાદીએ વાઘેલ વંશી રાજા.

૧૨૪૪ વીસળદેવ રાજા ગાદીએ બેઠો.

૧૨૭૫ સારંગ દેવ "

૧૨૯૨ અરજુન દેવ ગાદીએ બેઠો.

૧૨૭૪ કરણ ઘેલો જેને અલાઉદીન જોડે લડાઇ થઇ તે.

## ઇ. સ. ૧૦૦૦ થી ૧૨૦૦ સુધીના બનાવો

## સુમારબંધી સાલવાર બનાવો.

૧૦૪૫ ને સુમારે વિશ્નુ પુરાણ બનેલું હોય એમ છે.

૧૧૦૦ ને સુમારે યુરોપમાં સંગીત કળાના સાત સુર દખાયા.

૧૨૦૦ ને સુમારે જયદેવે ગીતગોવીંદનું પુસ્તક બનાવેલું જણાય છે.

૧૨૯૨ ને સુમારે ત્રણ હજાર મુગલોએ તાતાર ધર્મ છોડયો અને મુસલમાન થયા. તેમને રહેવાને દીલ્લીમાં મુકામ આપ્યો તે જગોને હાલ મોગલપુર કહેછે.

૧૧૧૮ થી ૧૫૬૫ સુધી મદ્રાસ ઇલાકામાં વીજય નગરનું (નરસીંહ વંશનું) હિંદુ રાજ્ય હતું.

1331 સુધી ઓઢીઆમાં કેસરી વંશના રાજા રાજ્ય કરતા હતા.

૧૨૪૪ થી ૧૨૮૮ સુધી ગકર લોકની મુસલમાની રાજ્ય ઉપર લુટની સ્વારીઓ.

# अमुक सालोमां बनेला बनावो.

## १००० थी १२००सुधी

૧૦૦૧ લાહોરના જયપાળ રાજા ઉપર ૧૦,૦૦૦ માણસ સાથે મહમુદ ગીજનીએ પેહેલી સ્વારી કરી. તેમાં ખંડણી લેવી કબુલ કરી કેટલુક માનલેઇ પાછો ગયો મહમુદની સ્વારી ૨ જી–મુલતાનની દક્ષીણે ભાટીઆનો રાજા ખંડણીને પેટે હીસ્સો આપતો હતો તે ન આપવા માંડયો ત્યારે ચડયો.

૩ જી સ્વારી મુલતાનના મુસલમાન સરદારોએ બંડ કર્યું હતું તેના ઉપર સ્વારી કરી બંદોબસ્ત કર્યો.

૪ થી તથા ૫ મી કાસ્મીર ઉપર સ્વારીઓ કરી.

૧૦૦૮ ૬ ઠી સ્વારી નગરકોટના ડેરાં ઉપર કરી તેમાં ઉજ્જન, કનોજ, કલીંજર, માળવા વીગેરેના રાજાઓ બાહાદુરીથી લડયા પણ અંતે હાર થઇ.

૧૦૧૦ ૭ મી સ્વારી મુલતાન ઉપર સ્વારી કરી તે મહમુદે લીધું અને ગોરને વશ કર્યું.

૮ મી સ્વારી સ્થાનેશ્વર ઉપર ચઢાઇ કરી તે લીધું.

૧૦૧૭ ૯ મી સ્વારી એક લાખ સ્વાર અને વીશ હજાર પાયદલ સાથે કનોજ ઉપર ચઢાઇ કરી, તેમાં તે રાજા આવી નમ્યો, તેને દુઃખ ન દેતાં આગળ ચાલ્યો.

૧૦મી સ્વારી મથુરાં ઉપર કરી તે શેહેર વીશદીવસ સુધી લૂટયું અને મૂર્તિઓને ખંડન કરી દવળો બાળયાં.
૧૧મી સ્વારીઉત્તર હિંદમાં કાશ્મીર પાસેના દેશોમાંકરી.

૧૦૨૪ ૧૨મી સ્વારી સોરઠી સોમનાથ ઉપર ભારે લસ્કર લેઇ મહમુદ ચઢયો તેમાં ભીમ સામો થયો પણ તે હાર્યો. અને મહમુદે લિંગના ચાર કડકા કરી અથાગ ધન લેઇ સ્વદેશ ગયો.

૧૦૩૦ મહમુદ ગીજની તા૦ ૨૯ અપ્રેલને રોજ મદીનામાં મરણ પામ્યો.

૧૦૫૧ ઘોર હાકેમે ગીજની શેહેર જીતી મુસલમાનોની કતલ ચલાવી.

૧૧૫૦ રામાનુજ સ્વામી થઇ ગયા. એ વૈશ્નવ મતનો ઉપદેશ કરનાર દક્ષિણના બ્રાહ્મણ હતા.

૧૧૫૨ ઘોર વંશની જય પામી અને ગીજની વંશની પડતી હાલત.

૧૧૮૬ ગોરીવંશ વાળાએ ખુશરૂ પાસેથી લાહોર છીનવી લીધું.

૧૧૯૦ લીંગાયત પંથની ઉત્પત્તિ.

૧૧૯૧ મહમદ ઘોરીની દીલ્લી ઉપર પેહેલી સ્વારી તેમાં રજપૂતો જીત્યા અને મહમુદને વીશગાઉ સુધી હઠાવી મુકયો.

૧૧૯૩ મહમુદ ઘોરીની દીલ્લીના રાજ ઉપર બીજી સ્વારી અને એજ વર્સમાં થાનેશ્વર આગળ ફરીવાર કરી તેમાં રજ

પૂતોની હારથઇ અને પૃથુરાજ મરાયો.

૧૧૯૪ મહમદ ઘોરીએ ત્રીજી વાર સ્વારી કનોજ ઉપરકરી. તેમાં જીત્યો અને કનોજના રાઠોડ રજપૂતો હાર્યા.

૧૧૯૯ મહમદ ઘોરીના સરદાર બખ્ત્યારે બહાર, બંગાળા ઉપર ચોથી વાર સ્વારી કરી તેમાં તે પ્રાંતો જીત્યા.

૧૨૦૩ બખ્ત્યાર ખીલજીએ ગંગાના ડેલ્ટા સુધીનો મુલક જીત્યો અને ઘણી નિર્દયતા વાપરી તે વખત ત્યાં પાળ-નામે વંશના રાજા રાજ કરતા હતા.

૧૨૦૬ મહમદ ઘોરીને સીંધુ નદીને કાંઠે તંબુમાં ઘક્કર નામના પાહાડી લોકોએ મારી નાંખ્યો——(૨) કુતબુદીન ગુલામવંશી રાજા ગાદીએ બેઠો અને ત્યારથી હિંદમાં મુંસલમાની ગાદી થઇ.

૧૨૨૪ જયંતસીંહ સોલંકીએ આણહીલપુર .પાટણ હસ્ત કર્યું.

૧૨૨૯ અલ્તમસની કારકીર્દીમાં હિંદમાં એક જુદું મુસલમાની રાજ ગણાયું, અને નવા મુસલમાની રાજ્યના સીક્કા પડયા.

૧૨૩૬ પ્રખ્યાત બાઇ રજીઆ બેગમનું ગાદીએ બેસવું.

૧૨૩૯ રજીઆ બેગમ મરણ પામી. (૨) ગૂજરાતનો રાજા વીરધવળ મરણ પામ્યો. અને ગુલામવંશી બેહેરામ ગાદીએ બેઠો.

૧૨૪૪ વીસળ દેવ જેણે વીસલ નગર વસાવ્યું તેણે ગુજરાત.ની ગાદી આણહીલપુર પટણ જીત્યું.

૧૨૪૫ ટીબેટની વાટે મુગલો બંગાળાના ઇશાન ભાગમાં આવ્યા.

૧૨૯૩ ઇલીચપુરની લડાઇ મુસલમાન અને હિંદુ વચ્ચે તેમાં હિંદુ હાર્યા.
૧૨૯૫ મુગલો જોડે અલાઉદ્દીનને પેહેલ વહેલી ઝપાઝપી થઇ.
૧૨૯૭ અલાઉદ્દીને ગુજરાતના હિંદુ રાજા કરણ જોડે લડાઇ કરી તે લીધું

## हिंदनी गादीए थइ गएली मुसलमानी राजवंशी जाते.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ગુલામવંશ | ઇ. સ. | ૧૨૦૬ | થી ઇ. સ. | ૧૨૯૦ | સુધી |
| ખીલજીવંશ | ” | ૧૨૯૦ | ” | ૧૩૨૦ | ” |
| તઘલખવંશ | ” | ૧૩૨૦ | ” | ૧૪૧૨ | ” |
| સરદાર દોલતખાં | ” | ૧૪૧૨ | ” | ૧૪૧૪ | ” |
| સૈયદવંશી રાજાઓ. | ઇ. સ. | ૧૪૧૪ | થી ઇ. સ. | ૧૪૫૦ | સુધી. |
| લોદીવંશ | ” | ૧૪૫૦ | ” | ૧૫૨૬ | |
| સુર (અફગાન) વંશ | ” | ૧૫૪૦ | ” | ૧૫૫૬ | |
| મોગલવંશ | ” | ૧૫૨૬ | ” | ૧૮૫૮ | |

## હિંદુ જાતના વંશજોમાં કયાંથી કયાંસુધી ગાદી હતી.

મરેઠાવંશ ઇ. સ. ૧૬૫૪ થી ઇ. સ. ૧૮૪૭ સુધી.
પેશવાઇ ” ૧૮૧૪ થી ઇ. સ. ૧૮૧૮
ગાયકવાડીવંશ ગુજરાતની ગાદીએ ઇ. સ. ૧૭૩૧ થી ઇ. સ. ૧૮૭૫

# गुलामवंशी राजाओ हिंदमा राज्यकर्त्ता थया ते.

કુતબુદ્દીન ઇ.સ. ૧૨૦૬ માં ગાદીએ બેઠો ઇ. સ. ૧૨૧૦ માં મરણ પામ્યો.

| | | | | | |
|---|---|---|---|---|---|
| આરામ | ૧૨૧૦ | ” | ” | ૧૨૧૦ | ” |
| અલ્તમસ | ૧૨૧૦ | ” | ” | ૧૨૩૫ | ” |
| રૂકનઆલ્લાદીન | ૧૨૩૬ | ” | ” | ૧૨૩૮ | ” |
| બેહેરામ | ૧૨૩૯ | ” | ” | ૧૨૪૦ | ” |
| મસુદ | ૧૨૪૧ | ” | ” | ૧૨૪૫ | ” |
| નાસરૂદ્દીન | ૧૨૪૬ | ” | ” | ૧૨૬૪ | ” |
| બલીબન | ૧૨૬૫ | ” | ” | ૧૨૮૬ | ” |
| કૈકુબાદ | ૧૨૮૭ | ” | ” | ૧૨૯૦ | ” |

## खीलजी वंसना राजाओ.

જલાલુદ્દીન ૧૨૯૦૬માં ગાદીએ બેઠો ઇ. સ. ૧૨૯૪ માં મરણ પામ્યો.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ઇબ્રાહીમ | ૧૨૯૫ | ” | ” | ૧૨૯૫ | ” |
| અલાઉદ્દીનખુની | ૧૨૯૫ | ” | ” | ૧૩૧૪ | ” |
| ઉમર | ૧૩૧૫ | ” | ” | ૧૩૧૫ | ” |
| મુબારક | ૧૩૧૬ | ” | ” | ૧૩૧૯ | ” |
| ખુશરૂ | ૧૩૨૦ | ” | ” | ૧૩૨૦ | ” |

# इ. स. १३०० थी १५०० सुधीना

# सालवार बनावो.

૧૩૦૦ થી ૧૪૦૦સુધીમાં રામાનુજના પાંચમા આચાર્ય રામાનંદ થઇ ગયા. તેમણે ઉત્તર હિંદમાં વૈષ્ણવમત ફેલાવ્યો. તેના શીષ્યો હલકી વરણના હતા. તેમણે હિંદી ભાષામાં પુસ્તકો રચ્યાંછે.

૧૩૦૪ અલાઉદ્દીનના સરદાર અલીફખાં તથા નસરતખાંએ ગૂજરાત ઉપર ચડાઇ કરી તે વખતે ગૂજરાતનો રાજા કરણ ઘેલો હતો.

૧૩૧૫ કાશ્મીરમાં રાજા"સેનદેવ"રાજ્ય કરતો હતો.

૧૩૨૫ થી ૧૩૫૧ જાફરખાં દીલ્લીની ફોજને હરાવી દક્ષીણ ગયો. અને પોતે ત્યાં સુલતાન"નામ ધારણ કર્યું.

૧૩૮૦–૧૪૨૦ સુધીમાં રામાનંદનો બારમો ચેલો કબીર થયો તેમણે હિંદુ અને મુસલમાનોને એક રીતે બોધ કર્યો. અને જીવ ઉપર રહેમ રાખવી એવું ઠરાવ્યું.

૧૩૯૧ ઝુલફીકરખાં સરદારને ગૂજરાતનો સુબો ઠરાવ્યો.

૧૩૯૭–૯૮ દક્ષિણમાં મંજરાબાદનું હિંદુ રાજ સ્વતંત્ર હતું.

ધી. અને કપતાન લાંકાસ્ટરે અચીનના રાજા જોડે વે-
પાર સંબંધી વેહેવાર બાંધ્યો.

૧૬૦૪ ફ્રેન્ચ લોકે ઇસ્ટ ઇંન્ડીસ જોડે વેપાર કરવા પેહેલીવાર કંપની બાંધી.

૧૬૧૧ બીજીવાર
૧૬૧૫ ત્રીજીવાર
૧૬૪૨ ચોથીવાર

૧૬૪૪ પાંચમીવાર કાલબર્ટની કંપની
૧૬૭૯ છઠીવાર બંધાઇ તેમણે રાજાના હુકમથી ૧૬૭૯ સુધી ભોગવટો કર્યો તેનો ઉચ્છેદ નેશનલ એઝંબલીએ ૧૭૯૯માં કર્યો.

૧૬૦૫ મહાન અકબર મરણ પામ્યો. અને સલીમ (જહાંગીર) નામ ધારણ કરી ગાદીએ બેઠો.—આ વખતમાં વલંદા લોકનું આવવું શીરૂ થયું.

૧૬૦૭ ઉદેપુરના રાણા સાથે પ્રથમ શાહાજાદા પરવીજને લડાઇ શીરૂથઇ.

૧૬૧૦ અંગ્રેજોએ મછલીપટાણમાં વેપારની આડત ઘાલી.

૧૬૧૧ સર હેન્રી મીલટને ખંભાતના બારામાંથી માલ ભ
ર્યો; (૨) કાબુલમાં રોશનીઆ લોકે બં

૧૬૧૨ ડેનલોકે ઇસ્ટ ઇન્ડીસ જોડે વેપા
(૨) જહાંગીર શા
૨ મો

૧૬૧૪ ઉદેપુરના રાણાને ખુરમેં હરાવ્યો; તેથી બાદશાહે ખુશી થઇ તેને શાહજહાંનો ઇલકાબ આપ્યો.

૧૬૧૫ બ્રીટીશ એલચી સરટામસરો જહાંગીરના દરબારમાં આવ્યો. (૨) અંગ્રેજ અને પોર્ચુગીસ લોકો વચ્ચે સુઆલીનુ યુદ્ધથયું (૩)અંગ્રેજોએ સુરતમાં કોઠી ઘાલી. તેની આડત ઘોઘા, અમદાવાદ અને ખંભાતમાં બાંધી.

૧૬૧૬ ડેનલોકે ટાંકયીબાર અને સેરામપુર વસાવ્યાં, તે ૧૮૪૫ માં અંગ્રેજોએ વેચાતાં લીધાં

૧૬૧૭ શાહજાદા શાહજહાં વીજાપુરના રાજાને જીતી, પોતાના બાપને મહુડે મળવા ગયો.

૧૬૧૮ જાહાંગીર કાશ્મીર ઉપર ગયો.

૧૬૧૯ વલંદાએ જાવામાં બતેવીઆ શહેર વસાવી, ઇસ્ટ ઇન્ડીસ માંહેલાં વલંદાના તાબાના સંસ્થાનોની સરકારની રાજધાની કરી.

૧૬૨૦ અંગ્રેજોની સુરતની કોઠીની શાખા અજમેર, આગ્રા, ને પટણામાં હતી.

૧૬૨૧ કંદહાર પ્રાંત જહાંગીર પાસેથી ઇરાનીઓએ જીતી લીધો.

...એ આરાઠ અંગ્રેજોને આમ્બોઇનાબેટમાં કતલકર્યા.

...ગામે મસલીપટ્ટમ (?) નેલોરમાં કોઠીઘાલી. (૨) શાહ...

...અને બાદશાહ બંનેને

૧૬૨૭ શાહાજી ભોંસલે નામના મરેઠી નાયકને ત્યાં શીવાજીનો જન્મ થયો.

૧૬૨૮ શાહજહાંએ પોતે પાદશાહ પદ ધારણ કર્યાનો ઢંઢેરો ફેરવી પાદશાહી હાથ લીધી.

૧૬૩૨ ગોવળકાંડાના રાજાના ફરમાનથી અંગ્રેજોએ ત્યાં કોઠી ઘાલી.

૧૬૩૩ મલીકબરના છોકરાને કેદ કરી ગોવાલીઅરના કિલ્લામાં રાખ્યો.

૧૬૩૫ વલંદાએ ફારમોસા બેટ કબજે કર્યો. (૨) ઇંગ્લાંન્ડમાં હિંદ ઇંડીઆ સાથે વેપાર કરનારી કોર્ટની કંપની સ્થપાંઇ.

૧૬૩૬ અહમદનગરનું રાજ્ય શાહાજહાંએ મુગલાઇ રાજ્યમાં મેળવી લીધું.

૧૬૩૭ શાહાજહાંના વખતમાં દીલ્લીની ફોજે બદખશાનો કબજો લીધો, અને કંદહાર છતી લીધું.

૧૬૩૯ બીજાનગરનો રાજકુમાર ચંદ્રગીરીનો મુખીઓ, તેની પાસેથી અંગ્રેજોએ જમીન વેચાતી લેઇ મદ્રાસનો કિલ્લો બાંધ્યો.

૧૬૪૦ મલાકા બેટ વલંદાએ કબજે કર્યો.

૧૬૪૨ અંગ્રેજોએ બાલાસોરમાં પ્રથમ કોઠી ઘાલી.

૧૬૪૪ શાહાજહાંના મોકલેલા અલીમર્દખાંએ બલ્ખ લુંટ્યું પણ હસ્તગત નથયું.

૧૬૪૫ હોપવેલ નામના વહાણ શસ્ત્રવૈધે શાહાજહાં પાસેથી અંગ્રેજ કંપનીને વેપારના હક અપાવ્યા.

૧૬૪૭ મદ્રાસ શેહેરમાં વલંદાની કોઠી હતી.

૧૬૫૦ શાહાજહાંના વખતમાં દક્ષિણમાં ત્રણમોટાં રાજ્ય હતાં. (૨) ઇગ્લાંન્ડની કોર્ટ કંપની લંડનની (ઇસ્ટ ઇંડીસ) વેપારી કંપની જોડે જોડાઇ ગઇ.

૧૬૫૨ મદ્રાસ કાંઠે પોલકોલુમાં પેહેલવેહેલી વલંદાએ કોઠીઘાલી.

૧૬૫૩ શાહાજહાંએ ૧૬૩૭ માં કંદહાર પ્રાંત જીતી મુગલાઇમાં ભેળવ્યો હતો તે ઇરાનીઓએ જુદો પાડયો. (૨) અંગ્રેજોએ મદ્રાસને જાવાના તાબામાંથી છુટોપાડી સ્વતંત્ર ઇલાકો બનાવ્યો.

૧૬૫૬ ડચ લોકે કાલીકટ પોર્ટુગીસ લોકો પાસેથી લીધું.

૧૬૫૭ શાહાજહાંએ બરીદઘઢ જીત્યો અને તેજ વરસમાં માંદો પડયો. (૨) કાસીની લડાઇ દારા અને સુજા વચ્ચે તેમાં સુજાની હારથઇ (૩) આગ્રાની લડાઇ ઔરંગજેબે દારાને હરાવ્યો. (૪) ઉજ્જનની લડાઇ મુરાદ અને

ઔરંગજેબે જસવંતસીંઘને હારાવ્યો.

૧૬૫૮ શાહાજહાંને ઔરંગજેબે પદભ્રષ્ટ કર્યો (૨) ઔરંગજેબે પોતાના ભાઇ સુજાને હરાવ્યો. અને દારા જે સરદારને શરણે ગયો તેણે લેઇ ઔરંગજેબને આપ્યો તેણે મારી નાંખ્યો. (૩) અંગ્રેજોએ જાફ્રના પટનમાં કોઠી ઘાલી.

૧૬૫૯ દારાને ઔરંગજેબે મારી નંખાવ્યો. (૨) શીવાજીએ વીજાપૂરના સરદાર અફ્જલખાંને કપટથી છેતરીને માર્યો.

૧૬૬૦ ઔરંગજેબ અને સુજા વચ્ચે ઝગડો થયો તેમાં સુજા આરાકાનમાં જતો રહયો.

૧૬૬૧ પ્રગાનઝાની શાહાજાદી કેથેરાઇન જોડે બીજા ચાર્લસના લગ્ન થયાં તેમાં પેહેરામણીમાં મુંબઇ બેટ મળ્યો (૨) ઔરંગજેબે મુરાદને કેદ કર્યો.

૧૬૬૨ ઔરંગજેબના સેનાપતી મીરજમલાની આસામ ઉપર ચઢાઇ (૨) દક્ષિણમાં મરેઠી રાજા શીવાજી જોડે ઔરંગજેબને વિગ્રહની શરૂઆત થઇ.

૧૬૬૩ શીવાજીએ સુરત લુંટયું.

૧૬૬૪ શીવાજીનો બાપ મરી ગયો. અને રાજ્યપદ ધારણ કર્યું

૧૬૬૫ મુંબઇનો કબજો પોર્ટુગીસો પાસેથી અંગ્રેજોને મળયો. (૨) શીવાજીને ઔરંગજેબે દીલ્લી તેડાવ્યો તે ત્યાં

ગયો ત્યાં ઔરંગજેબે કેદ કર્યો. (૩) ઔરંગજેબે બીજાપૂરનું સ્વતંત્ર રાજ્ય તોડવા પોતાના સરદાર જેસીંહને મોકલ્યો.

૧૬૬૬ શાહાજહાં આગ્રાના કિલ્લામાં મરણ પામ્યો.

૧૬૬૭ શીવાજીને કેટલીક શરતોથી મોગલાઇ કેદમાંથી છુટો કર્યો. એજ વરસમાં એણે બીજાપુર અને ગોવળકોંડાના રાજા પાસેથી ખંડણી લેવાનું ઠરાવ્યું.

૧૬૬૮ બીજા ચાર્લસે રૂ૧૦૦) માટે મુંબાઇબેટ કંપનીને વેચ્યો.

૧૬૬૯ પોર્ટુગીસ લોકે મદ્રાસમાં કોઠી ઘાલી.

૧૬૭૦ શીવાજીએ ખાનદેશ છત્યું અને દક્ષિણનીલુંટની ચાથ ઉઘરાવી, તથા બીજીવાર સુરત લુંટયું.

૧૬૭૨ શીવાજીએ ઔરંગજેબના સરદાર મોહોબતખાંને હરાવ્યો.

૧૬૭૪ શીવાજીએ સ્વતંત્ર અધીકાર લેઇ રાયગઢમાં ફરીથી રાજ્યાભિષેક કરાવ્યો.(૨) ફ્રેન્ચ લોકે પોંડીચેરી વસાવ્યું.

૧૬૭૬ ઔરંગજેબની સામા સતરામી જાતના હિંદુ વેરાગીઓએ બંડ કર્યું. (૨) શીવાજીએ કર્ણાટક ઉપર ફોજ મોકલી.

૧૬૭૯ ઔરંગજેબે જજીઆવેરો લેવો શીરૂ કર્યો.

૧૬૮૦ શીવાજી મરણ પામ્યો અને સંભાજી ગાદીએ બેઠો.
૧૬૮૧ માં મરેઠા જોડે ઔરંગજેબને લડાઇ થતી હતી તે વખત અકબર શાહજાદાએ ત્યાં હાજર થઇ મોભો વધાર્યો.
૧૬૮૩ ઔરંગજેબની દક્ષીણ ઉપર સવારી. અને શાહાજાદા મોઆજીમની કોકણ ઉપર સવારી.
૧૬૮૪ પીટ નામના પ્રધાને એક કાયદો (પીટનું બીલ) ઘડયો તે મંજુર થયો.
૧૬૮૬ ઔરંગજેબે વીજાપૂર અને ગોવળકોંડા લીધાં (૨) અંગ્રેજોની બંગાળામાં કોઠી હતી તે નવાબ શાઇસ્તખાંએ જપ્ત કરવાનો હુકમ કર્યો.
૧૬૮૭ અંગ્રેજોની પશ્ચિમ ઇલાકાની રાજધાની સુરત હતું તેને ઠેકાણે સગવડવાળું મુંબઇ પસંદ કરી. ત્યાં લેઇ ગયા.
૧૬૮૮ તંજાવર સુધીનો મુલક ઔરંગજેબે તાબે કર્યો.
૧૬૮૯ ઔરંગજેબે શંભાજીને મુસલમાન થવાનું કહ્યું તે ઉપરથી તેણે અપશબ્દ કહ્યા તેથી તેનું માથુંકાપી નાંખ્યું. (૨) રાજારામ ગાદીએ બેઠો. (૩) કંપનીનો સ્થીતિ દઢ કરવાનો વિચાર થયો.
૧૬૯૨ કામબક્ષ જીંજીભાણી ગયો. (૨) મરેઠા અને ઔરંગજેબની નિયમ વગરની લડાઇ શીરૂ થઇ.

૧૬૯૫ સ્કોટલોકે હિંદ જોડે વેપાર કરવાની કંપની ઉભી કરી. (૨) ઔરંગજેબની વધારેમાં વધારે ૮૦ કરોડની ઉપજ હતી.

૧૬૯૭ કામબક્ષને કેદ કર્યો. આ વરસમાં ઔરંગજેબની ઉપજ ૭૭ા કરોડની હતી.

૧૬૯૮ ઔરંગજેબે મરેઠા પાસેથી જીંજીગઢ લીધું. (૨) આ વખતે અગ્રેજી સનંદી કંપની જે હિંદમાં વેપાર કરતી હતી તેનું ભંડોળ બે કરોડ હતું.

૧૬૯૯ મરેઠાનોસતારાનો કિલ્લો ઔરંગજેબે જીત્યો. અને મરેઠી સરદારોનો નાશ કર્યો.

## इ. स. १७०० थी १७९९ सुधी.

## ગુજરાતમાં વડોદરાના ગાયકવાડ રાજાઓ થઈગયા તે.

૧૭૩૧ પીલાજી ગાદીએ બેઠો.
૧૭૩૨ દામાજી ”
૧૭૬૯ ફતેશીંગ (શીયાજીવતી) ”
૧૭૮૪ માનાજી ”
૧૭૯૨ ગોવીંદરાવ ”
૧૮૦૦ આણંદરાવ ”

૧૮૧૯ શીયાજીરાવ બીજો ગા. બેઠો
૧૮૪૭ ગણુપતરાવ ”
૧૮૫૬ ખંડેરાવ ”
૧૮૭૧ મલાવરાવ ”
૧૮૭૫ શીયાજી ત્રીજો ગાદીએ બેઠો. હાલ તે રાજ કરે છે.

# हिंदमां आवेला वाइसरोय अने गवरनरो.

| | |
|---|---|
| ૧૭૫૮ ક્લાઈવ ગવરનર થયો. | ૧૭૬૯ જોન કાર્ટીઅર ગવરનર થયો. |
| ૧૭૬૭ હેરી વેરેલ્સ્ટ " | ૧૭૭૨ વૉરન હેંસ્તિગ ૧લો. " |

## गवरनर जनरलो १७७४ थी.

૧૭૮૫ સર જૉન મેકફર્સન (કામચલાઉ) ગવરનરલ જનરલ થયો.
૧૭૮૬ માર્કિવસ ઑફ કાર્નવાલીસ "
૧૭૯૩ સર જૉનશોર (લોર્ડ તીગમથ) "
૧૭૯૮ સર એલ્યુર્ડ કલાર્ક (કામચલાઉ) "
૧૭૯૮ લોર્ડ મૉર્નિંગ્ટન (મારકવીસ ઑફ વેલસ્લી) "
૧૮૦૫ માર્કિવસ ઑફ કાર્નવાલિસ બીજીવાર "
૧૮૦૫ સર જ્યાર્જ બાર્લો (કામચલાઉ) "
૧૮૦૬ અર્લ ઑફ મીન્ટો "
૧૮૧૫ અર્લ ઑફ મોયિરા (માંરકવીસ ઑફ હેસ્ટીંગ) "
૧૮૨૩ જૉન આડમ (કામચલાઉ) "
૧૮૨૩ અર્લ આહ્મર્સ્ત "
૧૮૨૮ લોર્ડ વિલિયમ કેવેંડીશબેંટિક "
૧૮૩૫ સર ચાર્લસ મેત્કાફ (લોર્ડ મેત્કાફ) કામચલાઉ "
૧૮૩૬ લોર્ડ આકલાંડ "
૧૮૪૨ અર્લ ઑફ એલનબરો "
૧૮૪૪ વાઇ કાઉન્ટ હાર્ડીંગ "
૧૮૪૮ અર્લ ઑફ ડેલહાઉઝી (પછી માર્કિવસ) "
૧૮૫૬ અર્લ કેન્નીંગ "

# બાદશાહતને તાબે હિંદ થયા પછીના વાઈસરોયો.

૧૮૫૮ અર્લ કેન્નીંગ વાઈસરોય થયો.
૧૮૬૨ અર્લ ઓફ એલ્ગીન ,,
૧૮૬૪ સર જોન લૉરેન્સ ,,
૧૮૬૯ અર્લ ઓફ મેયો વાઇસરોય થયો.
૧૮૭૨ અર્લ ઓફ નોર્થ બરૂક ,,
૧૮૭૬ અર્લ ઓફ લીટન ,,
૧૮૮૦ મારકવિસ ઓફ રીપન ,,
૧૮૮૪ લોર્ડ ડફ્રીન ,,
૧૮૮૮ લોર્ડ લેન્સડાઉન. ,,

## इ. स. थी इ. स. सुधी कायमसालवार

## ૧૭૦૦ ના બનાવો.

૧૭૦૨–૫ મરેઠાના ઔરંગજેબ સાથે વગર નિયમના ઝગડા તેમાં મરેઠાનો જય.

૧૭૧૦ થી ૧૬ શીખ લોકો સાથે ઔરંગજેબને લડાઇઓ થઇ તેમાં ઔરંગજેબની ઝીત ને શીખ સરદાર મરાયો.

૧૭૨૦ થી ૪૮ દક્ષિણ હિંદમાં મોટામાં મોટો ભાગ દીલ્લીની ગાદીથી જુદો પડયો અને નીજામુલ મુલ્કે હૈદ્રાબાદમાં પોતાની સ્વાધીનતા સ્થાપી. (૨) બાલાજી પેશ્વા મરણ પામ્યો.

૧૭૩૨ થી ૪૩ અયોધ્યાનો ગવરનર જે પાદશાહતનો વઝીર કે તે દીલ્લીથી વહીવટમાં સ્વતંત્ર થયો.

૧૭૩૫ થી ૫૧ સામાન્ય રીતે પાદશાહતનું પડવું થયું.

૧૭૪૧ થી ૪૨ નાગપુરની એક ભોંસલે નામની શાખાના સરદારે બંગાળા ઉપર ચઢાઇ કરી.

૧૭૬૦ થી ૬૫ સુધી ક્લાઇવ વિલાયતમાં રહયો.

૧૭૭૨–૭૪ વારન હેસ્ટીંગ ગવરનર થયો અને ૧૭૭૪ પછી ગવરનર જનરલ થયો તે ૮૫ સુધી રહયો.

## અમુક સાલોમાં.

૧૭૦૦. અંગ્રેજોએ આઝીમ પાસેથી ગોવીંદપુરા, સુટાન્ટી, કાલીકટ વેચાંતાં લેઇ. સેટલમેંટ બાંધ્યો.

૧૭૦૨ મખ્યાત ફ્રેન્ચ ખગોળવેત્તા ડીલાહીરે તારાની ગણત્રી કરી.

૧૭૦૫ મરેઠાઓએ નિયમ વગર લડાઇઓ કરી, ઔરંગજેબ પાસેથી પોતાના કિલ્લા પાછા લીધા.

૧૭૦૬ ઔરંગજેબ અહમદનગર ગયો ત્યાં તેને આશ્રય મળવાથી ત્યાં રહયો તેને બીજે વરસે મરણ પામ્યો.

૧૭૦૭ ઔરંગજેબ મરણ પામ્યો. (૨) મોઆઝીમ અને આઝીમના ઝગડા, તેમાં મોઆઝીમ જીત્યો અને બહાદુ-

રશાહ નામ ધારણ કરી ગાદીએ બેઠો. કામબક્ષે બંડ કર્યું તેમાં તેનો પરાભવ થયો.

૧૭૦૮ ગુરૂગોવીંદ થયો. (૨) કામબક્ષને દક્ષીણનો અધીકાર મળ્યો.

૧૭૦૯ યુનાઇટેડ ઇસ્ટ ઇન્ડીઆ કંપની ઉભી થઇ.

૧૭૧૦ શીખ લોક ઉપર બહાદુરશાહ ચઢયો.

૧૭૧૨ ફરોખશીરનો બળવો. બહાદુરશાહનું મૃત્યું અને જહાંદર શાહનું ગાદીએ બેસવું.

૧૭૧૩ પાદશાહ બનાવનારા બે સરદારો(સૈયદ અબદલા તથા સૈયદ હુસેન) એ ફરોખશીરને ગાદીએ બેસાડયો. એણે જહાંદારશાહને મારી નાખ્યો. (૨)આગ્રાની લડાઇ. જહાંદાર અને ફરોખશીર વચ્ચે તેમાં જહાંદારશાહ હાર્યો.

૧૭૧૫ રજપૂતાના રાણાંએ મોગલાઇ બાદશાહત સાથેનો સંબંધ તોડી સ્વાધીન પણે રાજ્યવહીવટ કર્યો.

૧૭૧૬ શીખ પંથના ઉપરી બંદુને ધગધગતા શલીઆ વડે આંખો ફોડી ઘણી ક્રુરતાથી માર્યો. (૨) ડાકટર હેમીલ્ટને ફરોખશીરનો રોગ મટાડયો.

૧૭૧૮ બાલાજી પેશ્વાએ પાદશાહ બનાવનારા બે સૈયદોને દક્ષિણમાં મોકલ્યા.

૧૭૧૯ સૈયદોએ ફરોખશીરને મારી નાંખી ત્રીજા મહમદને

ગાદીએ બેસાડયો. (૨) બાલાજી પેશ્વાએ દક્ષિણમાં જઇ ચોથનો કરાર કરી લીધો.

૧૭૨૦ બે સૈયદ સરદારોએ દક્ષિણમાં સરદેશ મુખી (ચોથાઇ) ઉઘરાવી (૨) શાહપુરની લડાઇ. સૈયદ અબદલા તથા નીજામ વચ્ચે તેમાં સૈયદોની હાર. (૩) બાલાજી પેશ્વાનું મરણ.

૧૭૨૧ ખંડેરાવ અને દામાજી મરણ પામ્યા. તેની જગોએ ત્રંબકરાવને પીલાજીને સેનાપતી શાહુએ નીમ્યા.

૧૭૨૩ અસ્ત્રીઆના પાદશાહે ઇસ્ટ ઇંડીસ જોડે વેપાર કરવાની ઓસ્ટંડ કંપનીને સનંદ આપી.

૧૭૨૪ નીઝામ અને અયોધ્યા સ્વતંત્ર થયા.

૧૭૩૧ સ્વીડનના લોકે ઇસ્ટ ઇન્ડીસ જોડે વેપાર કરવાની સનંદ મેળવી.

૧૭૩૩ ફીલીપ્પાઇન બેટની બાદશાહની કંપનીને સ્પેનના રાજાએ સનંદી મંડળી કરી હતી તેણે થોડો હિંદ જોડે વેપાર કર્યો.

૧૭૩૪ ડભોઇની લડાઇ બાજીરાવ પેશ્વા અને ત્રંબકરાવ ડાભાડે વચ્ચે તેમાં ડાભાડે મરાયો.

૧૭૩૬ બાજીરાવે દીલ્લી ઉપર સ્વારી કરી નર્મદા અને ચંબલાનો પ્રદેશ અસોફજા પાસે લીધો.

૧૭૩૮ અફગાનીસ્તાનમાંથી કાબુલ પ્રાંત મોગલ પાદશાહી—તલેથી ગયો—(૨) કર્નાલની લડાઇ.મુગલાઇ ફોજે નાદીરશાહને હરાવ્યો.

૧૭૩૯ નાદીરશાહની હિંદ ઉપર સવારી શીરૂથઇ. (૨) પોર્ટુગીઝો પાસેથી પેશ્વાએ વસાઇ લીધું. (૩) ચીમનાજી આપાએ વસાઇનો કિલ્લો લીધો. (૪) બાજીરાવે આંગ્રે (આંગરીઆને) જીત્યો.

૧૭૪૦ બાજીરાવ મરણ પામ્યો. (૨) અલીવર્દીખાં (બંગાળાનો નવાબ) એ વંશ પરંપરા ગાદી રહેવાનો નીયમ-તોડી પોતાના જમાઇને ગાદી આપી.

૧૭૪૧ અંબુરની લડાઇ મરેઠા તથા.નવાબ દોસ્ત અલ્લી વચ્ચે તેમાં નવાબ રણમાં પડ્યો.

૧૭૪૨ કલકત્તાના રહેવાસીઓએ આસપાસ ખાઇ ખોદવાની પરવાનગી નવાબ પાસે માંગી.

૧૭૪૩ મોગલ પાદશાહતમાં માળવા પ્રાંત ભળ્યો. (૨) બાલાજી માળવા પ્રાંતમાંથી પાછો સતારે આવ્યો.

૧૭૪૬ ફ્રેંચ સરદાર લાબરદોનના હાથ નીચે એક લશ્કર હિંદમાં આવ્યું. મદ્રાસની લડાઇ ફ્રેંચે કર્ણાટકના નવાબને હરાવ્યો.

૧૭૫૬ અહમદશાહ દુર્રાનીની બીજી હિંદઉપર સ્વારી અને દીલ્લીમાં લુંટ (૨) કલાઇવ હિંદમાં આવ્યો (૩) બંગાળાનો નવાબ કલકત્તા ઉપર ચઢયો અને અંગ્રેજો ઉપર નિર્દયતા વાપરી.

૧૭૫૭ અંધારી કોટડીનો કેર ૧૪૬ અંગ્રેજોને દસ ચોરસ ગજ ઓરડીમાં પુર્યા તેમાં ૨૩ જીવતા રહ્યા આ બનાવથી પ્લાસીનારણમાં અંગ્રેજ અને નબાબ વચ્ચે લડાઇ થઇ તેમાં નવાબ મરાયો કંપનીને જમીનદારીના હક બંગાળામાં મલ્યા (૩) ફરેન્ચ સત્તાનો નાશ. (૪) ગાયકવાડે અમદાવાદ લેઇ મોગલાઇ પાદશાહીનો અંત આણ્યો.

૧૭૫૮ ડાયરેકટરોની કોર્ટે કલાઇવને ગવરનર નીમ્યો. (૨) ચીનસુરાની લડાઇ અંગ્રેજ અને વલંદા વચ્ચે તેમાં વલંદાની હાર થઇ. (૩)મરેઠાની પંજાબ ઉપર સ્વારી (૪) ગાજીઉદ્દીનનો દીલ્લીમાં કેર.

૧૭૫૯ અહમદશાહ દુર્રાનીની ત્રીજી, ચોથી સ્વારી (૨) બંજા આલમગીરને તેના વજીર ગાજીઉદ્દીને મારી નાંખ્યો. (૩) મરેઠાઓની ઉત્તર હિંદમાં જીત અને દીલ્લીનો કબજો લીધો. (૪)નવાબે કલાઇવને મલેલી જાગીર

ઉપરથી જમીનવેરો બક્ષીસ કર્યો. (૫) ચીનસુરાની લડાઇ અંગ્રેજોએ વલંદાને હરાવ્યા. (૬) વાન્દીવાશની લડાઇ સર ઇ. કુટ અને લાલી તથા બુસી વચ્ચે તેમાં ફ્રેન્ચો હાર્યો.

૧૭૬૦ કલાઇવ વિલાયત ગયો. (૨) અંગ્રેજોએ મીરજાફરને ગાદીએથી ઉડાડી મુક્યો અને મીરકાસીમને નવાબ બનાવ્યો. (૩) ગવરનર વાનસીતાર્તનો કારભાર ચાલુ થયો. (૪) ઉદગીરની લડાઇ મરેઠાએ મુગલાઇ ફોજને હરાવી. (૫) પટાણાની લડાઇ અંગ્રેજે મીરકાસીમને હરાવ્યો.

૧૭૬૧ અહમદશાહ અબ્દલીની ચોથી સ્વારી આ વખતે દીલ્લીની ગાદીની ઉપજ ૩૪ કરોડ હતી. (૨) ફ્રેન્ચ સત્તાનો નાશ થયો. (૩) મરેઠા અને અફગાનો વચ્ચે પાણીપતના મેદાનમાં લડાઇ થઇ તેમાં અફગાન હાર્યા. (૪) પટણા આગલ અંગ્રેજે મીરકાસીમને બીજી વાર હરાવ્યો. (૫) પાંડીચેરી અને જીંજીગઢ અંગ્રેજોએ લીધો.

૧૭૬૩ અંગ્રેજ અને મીરકાસીમ વચ્ચે ઘેરીઆ અને ઉધાનાલા આગલ લડાઇ થઇ.

૧૭૬૪ કલાઇવને મળેલી જાગીર ઉપર સ્વામીપણાનો મીલકત

તરીકે દાવો રાખવાનો વાંધો પડ્યો. (૨) બક્સર અને કાલ્પી આગળ અંગ્રેજોએ સુજાઉદ્દૌલાને હરાવ્યો. તેમાં હેક્ટર મનરોએ બહાદુરી બતાવી.

૧૭૬૫ ક્લાઈવ વીલાયતથી આવ્યો ત્યારે તેને જમીનના દશ વર્ષના ભોગવટાની સનંદ આપી, પછીથી યાવતચંદ્રનો પટો કરી આપ્યો તે બાદશાહે મંજુર કર્યો. (૨) ક્લાઈવે કોરા તથા અલાહાબાદ નવાબને આપ્યા. (૩) મીરજાફર મરી ગયો. અંગ્રેજોને નવાબે બંગાળા, બહાર, અને ઓરીસા આપ્યા.

૧૭૬૬ ક્લાઈવે નોકર સંબંધી ખાતામાં સુધારો કર્યો.

૧૭૬૭ ક્લાઈવ હિંદુસ્તાન છોડી વિલાયત ગયો. અંગ્રેજ અને હૈદર વચ્ચે નીચેનાં યુદ્ધ થયાં. (૧) ચાંગામ આ-ગળ કર્નલ સ્મીથે હૈદરને હરાવ્યો. (૨) ત્રીનોમાલી આગળ હૈદર નીઝામની મદદ સાથે આવ્યો તેને હરા-વ્યો. (૩) સંગ્રામ આગળ પણ હૈદર સાથે અંગ્રેજો લડ્યા.

૧૭૬૯ બીજા નવાબને ગાદીએ બેસાડી અંગ્રેજોએ ૩૫ લાખ રૂપીઆ પેનશન બાંધી આપ્યું. (૨) મદ્રાસ મુકામે અંગ્રેજ અને હૈદર વચ્ચે સલાહ થઈ અને એક એકનો લીધેલો મુલક પાછો આપ્યો.

૧૭૭૧ શાહઆલમ બીજો નામનો પાદશાહ અંગ્રેજોનું પેનશન લેઇ અલ્લાહબાદ રહયો.

૧૭૭૨ ચેરકુલીની લડાઇ હૈદર અને પેશ્વા વચ્ચે તેમાં હૈદર હાર્યો. (૨) વારન હેસ્ટીંગ ગવરનર થયો.

૧૭૭૩ અલહાબાદ અને કોરા બે પ્રાંત હેસ્ટીંગે અયોધ્યાના વજીરને વેચ્યા. (૨) અહમદ દુર્રાનીનું મરણ થયું. (૩) રેગ્યુલેટીંગ આકટ થયો અને સુપ્રીમ કોર્ટ સ્થપાઇ.

૧૭૭૪ કલાઇવનું મરણ થયું. (૨) ચોવીસ પગણાની ઉપજ કલાઇવને મળતી હતી તે કંપનીને હાથ ગઇ (૩) અંગ્રેજોને રોહીલા જોડે યુદ્ધ થયું.

૧૭૭૫ મુંબાંઇ સરકાર અને રઘુનાથરાવ વચ્ચે સુરત મુકામે કરાર થયો, એવી રીતે કે શાષ્ટી બેટ આપેતો અંગ્રેજોએ મદદ કરવી.

૧૭૭૬ અંગ્રેજ અને પુનાની કોર્ટ વચ્ચે પંઢરપુરમાં સલાહ થઇ અને શાષ્ટી અને તેની આસપાસનો મુલક અંગ્રેજે લીધો.

૧૭૭૮ રાજારામનું મરણ થયું.

૧૭૭૯ મુંબાઇની ફોજે વારગામ મુકામે પેશ્વા પાસે મરજી મુજબ કોલકરાર કરાવી લીધા.

૧૭૮૦ રણજીતશીંહનો જન્મ થયો. (૨) કર્નલ ગોદર્દે ઉત્તર હિંદમાં જય મેળવ્યો. (૩) પોલીલોરનો સંગ્રામ હૈદર અને કર્નલ બેલી વચ્ચે તેમાં બેલી પકડાયો. (૪) કાસીનો રાજા ચૈયતશીંહ. પાસેથી પૈસા લેવા હેસ્ટીંગે અન્યાય કર્યો.

૧૭૮૧ અયોધ્યાની બેગમો ઉપર જુલમ કર્યો. (૨) હૈદરની ફોજે સર ઇ. કુટને ચીલામ્બ્રમ આગળ હરાવ્યો. (૩) પોર્ટનોવા; પોલીલોર, શોલીંગર ત્રણ લડાઇમાં અંગ્રેજે હૈદરને હરાવ્યો.

૧૭૮૨ હૈદર મરણ પામ્યો. (૨) સાલબાઇનું તહનામું રઘુનાથરાવને પેનશન આપી ગુજરાત મરેઠાને પાછુ આપ્યુ. (૩) પનીઆની લડાઇ અંગ્રેજોએ હૈદરને હરાવ્યો.

૧૭૮૪ ઓસ્ટંડ કંપનીએ દેવાળું કાઢ્યું. (૨) ઇગ્લાંડમાં બોર્ડ-ઓફ કંટ્રેલર સ્થપાઇ. (૩) મંગલોરમાં અંગ્રેજ અને ટીપુ વચ્ચે તહનામું થયું. તેમાં પકડાએલા કેદી છોડી મુકવા અને એકએકનો મુલક પાછો આપવો. એમ ઠર્યું પીટનું બીલ મંજુર થયું.

૧૭૮૬ હેસ્ટીંગ સ્વદેશ ગયો ત્યાં તેણે કરેલાં હીંદના કૃત્યોની તપાસ થઇ (૨) કાદરશાહની આંખો ફોડી.

૧૭૮૭ કાર્નવાલીસ આવ્યો. તેણે જમાંબંધીનો ઠરાવ કર્યો.

૧૭૮૯ કાર્નવાલીસે જમાંબંધીનું કામ શીરૂ કર્યું (૨) ત્રાવણકોર ઉપર હુમલો કર્યો.

૧૭૯૧ જમાંબંધીનું કાંમ પુરૂં થયું (૨) એરીકેરાની લડાઇ કાર્નવાલીસે ટીપુને હરાવ્યો. (૩) મરેઠી ત્રીજો વીગ્રહ શીરૂ થયો.

૧૭૯૨ અંગ્રેજોએ શ્રીરંગપટણને બીજીવાર ઘેર્યું ને કાર્નવાલીસ મોટા ઠાઠથી ચડયો અને માંગલોરમાં સલાહ થઇ. (૨) સીંધીઆ અને હોલકર વચ્ચે અજમેરની લડાઇ થઇ. તેમાં હોલકર હાર્યો.

૧૭૯૩ જમાંબંધી હમેંશને માટે મુકરર થઇ.(૨) દીવાની તથા ફોજદારી કાયદા ઠરાવ્યા. (૩) સર જોનશોર આવ્યો.

૧૭૯૫ કુર્દલાની લડાઇ મરેઠા અને નીઝામ વચ્ચે તેમાં નીઝામનો પરાજય થયો.

૧૭૯૭ અયોધ્યાના નવાબ પાસેથી બ્રીટીશ લસ્કરના ખરચ પેટે રૂ૭૬૦૦૦૦૦ લેવાનો ઠરાવ કર્યો.

૧૭૯૮ નીજામ જોડે અંગ્રેજે એવો કરાર કર્યો કે અંગ્રેજની મંજુરી શીવાય કોઇ યુરોપીઅન નોકર પોતે રાખે નહીં. (૨) લોર્ડ મોર્નીંગટન ગવરનર હિંદમાં આવ્યો.

૧૭૯૯ માલવેલી અને સદાશીરની લડાઇ અંગ્રેજે ટીપુને હરાવ્યો ટીપુ શ્રીરંગપટણની લડાઇમાં મરાયો.

# इ. स. १९०० नो सैको.

## १८०१ थी १८८९ सुधी.

૧૮૦૦ ઝામાનશાહે લાહોરમાં દરબાર કરી. (૨) સુરતના નવાબને અંગ્રેજોએ પેનશન આપી સુરત કબજે કર્યું. (૩) ગોવીંદરાવે શેલુગરને અમદાવાદથી પકડી લેઇ પેશ્વાની સત્તા ઉઠાઢી.

૧૮૦૧ લખનોરનો કરાર થયો તેમાં અંગ્રેજોને દોઆબ તથા અંતરવેદ મળ્યો. (૨) પેશ્વાએ બીજાં શાહુને કેદ કર્યો. (૩) ગવરનર જનરલ અને ડાયરેકટર કોર્ટ વચ્ચે વાંધો પડયો. (૪) ઈંદારની લડાઇ સીંધીઆએ જસવંતરાવ હોલકરને હરાવ્યો. (૫) પુાનની લડાઇ જસવંતરાવ હોલકરે સીંધીઆ અને પેશ્વાને હરાવ્યા. (૬) ઉજજણની લડાઇ જસવંતરાવ હોલકરે સીંધીઆને હરાવ્યો.

૧૮૦૨ વસાઇનું તહનામું અંગ્રેજ અને પેશ્વા વચ્ચે તેમાં પુનામાં લસ્કર રાખવાનો ઠરાવ થયો. અને તેના ખરચના ૩૬ લાખ રૂપીઆ પેશ્વા આપે.

૧૮૦૩ અગ્રેજ અને સીંધીઆ તથા નાગપુરના ભોંસલે વચ્ચે સલાહ થઇ તેમાં ઓરીસા અંગ્રેજને મળ્યો. (દેવગામની સલાહ) (૨) અગ્રેજ અને સીંધીઆ વચ્ચે સીરજી અંજેની સલાહ અગ્રેજને કેટલોક મુલક આપ્યો. (૩) દીલ્લીની અને લાસવારીની લડાઇ જનરલ લેકે સીંધીઆને હરાવ્યો. (૪)આગ્રાની લડાઇ જનરલ લેકે મરેઠાને હરાવ્યા.

૧૮૦૪ દીગગઢની લડાઇ. હોલકરની હાર થઇ. (૨)ફરૂકાબાદની લડાઇ લોર્ડ લેકે હોલ્કરને હરાવ્યો. (૩) ભરતપુર અંગ્રેજોએ ઘેર્યું. (૪) કર્નલ મોન્સન મધ્ય હિંદમાંથી પાછો આવ્યો.

૧૮૦૫ કાર્નવાલીસ બીજીવાર હિંદમાં આવ્યો અને લોર્ડ વેલસ્લી ગયો.

૧૮૦૬ વેલોરના શીપાઇઓએ બંડ કર્યું (૨) અર્લ ઓફ મીન્ટો હિંદમાં આવ્યો.

૧૮૦૮ જેમાનશાહ સાથે વીસ્ઠી કરવા લોર્ડ મીન્ટોએ માઉન્ટ ઓફ સ્ટુઅર્ટને મોકલ્યો. (૨) ત્રાવણકોર ઉપર હુમલો

૧૮૧૩ કંપનીને ચીન જોડે વેપાર કરવાની નવી સનંદ ફરી કરી

આપી (૨) લોર્ડ મીન્ટો સ્વદેશ ગયો. (૩) કલકત્તામાં બીશપની નીમણુંક થઇ.

૧૮૧૪ નેપાલના ગુરખા જોડે અંગ્રેજોને પ્રથમ યુદ્ધ થયું. (૨) બીજી જનરલ આકટરલોનીની ગુરખા ઉપર સ્વારી.

૧૮૧૫ ખટમંડુની ખીણમાં જનરલ આકટરલોનીએ ગુરખાને હરાવ્યા.

૧૮૧૬ અંગ્રેજે જીતેલો જાવા બેટ પાછો હોલાંડના લોકને હાથ ગયો. (૨) ગુરખા જોડે અંગ્રેજોને સંધી થઇ. (૩) ગંગાધર શાસ્ત્રીનું પુનામાં ખુન થયું.

૧૮૧૭ પીંઢારાનો નાશ કરવા લોર્ડ હેસ્ટીંગે પ્રથમ સૈન્ય એકઠું કર્યું. (૨) પુનામાં કરાર થયો તે પ્રમાણે બાજીરાવ ગાયકવાડની આધીનમાંથી છુટયો.(૩) છેલ્લા મરેઠી વીગ્રહ થયાથી પેશ્વાનું રાજ અંગ્રેજોને હાથ આવ્યું (૪) ખડકીની લડાઇ અંગ્રેજે બાજીરાવ પેશ્વાને હરાવ્યો (૫) કોરેગામ અને નાગપુરની લડાઇ અંગ્રેજે મરેઠાને હરાવ્યો. (૬) માહીદપુરની લડાઇ સર માલકમે હોલકરને હરાવ્યો. (૭) જબલપુરની લડાઇમાં અંગ્રેજોથી મરેઠા હાર્યા.

૧૮૧૮ બાજીરાવ પેશ્વાને બીથુરમાં રાખી તેનું રાજ્ય અંગ્રેજોએ

હસ્તગત કર્યું ને પેશ્વાઇનો અંત આવ્યો.(૨) આસ્ટેની લડાઇ તેમાં અંગ્રેજોએ ગોખલેને હરાવ્યો.

૧૮૧૯ અયોધ્યાના નવાબે શાહનો ઇલકાબ ધારણ કર્યો.

૧૮૨૩ લોર્ડ હેસ્ટીંગ વીલાયત ગયો અને લોર્ડ આમહર્સ્ટ આવ્યો.

૧૮૨૪ મલ્લકા અને સુમાત્રાનો કબજો એક બીજાએ અદલ બદલ કર્યો. (૨) બ્રહ્મી જોડે વીગ્રહના જાહેરનામાં અંગ્રેજોએ બહાર પાડ્યાં.

૧૮૨૬ આવાના રાજાએ યાન્દાબુમાં કરાર કર્યો. અને આશામ તથા આરાકાન ઉપરથી બધો હક ઉઠાવ્યો. (૩) ફાંસીઆ લોક જોડે અંગ્રેજોને લડાઇ શીરૂ થઇ. દોસ્ત મહમદે કાબુલમાં અમીરના ઇલકાબથી પોતાનો અમલ સ્થાપ્યો.

૧૮૨૭ ભરતપુરને અંગ્રેજોએ ઘેરો ઘાલ્યો તેમાં ફતેહ થઇ.

૧૮૨૮ લોર્ડ આમહર્સ્ટનું સ્વદેસ જવું.લોર્ડ વીલ્લીઅમ બેન્ટીકનું આવવું.

૧૮૩૦ મહીસુરનો કારભાર અંગ્રેજોને હાથ આવ્યો. (૨) કુર્ગ ઉપર અંગ્રેજોની ચઢાઇ.

૧૮૩૨ સંતાલ લોક નાચેના પ્રદેશના લોકો જોડે હદ બાબતની તકરાર કરતા હતા તેનો નીવેડો અંગ્રેજ લોકે આણી

શીમાડાના પથર દાટી આપ્યા.

૧૮૩૩ ચોન જોડે આકટ પ્રમાણે વેપાર ચાલતો હતો તે બંધ પડયો. (૨) હિંદના રાજ્ય બંધારણમાં સુધારો થયો. (૩) ઇંગ્લાંન્ડ જવાનો માર્ગ બદલાયો.

૧૮૩૪ કુર્ગના રાજા જોડે અંગ્રેજોને ઝગડો થયો. (૨) કંપનીને નવી મહારાણીએ સનંદ કરી આપી.

૧૮૩૫ લોર્ડ બેન્ટીક સ્વદેશ ગયો. અને ચાર્લસ મેટકાફ આકટીંગ ગવરનર જનરલ આવ્યો એણે છાપાખાનાને છુટ આપી.

૧૮૩૬ લોર્ડ આકલાંડ આવ્યો અને અયોધ્યાની ગાદી માટે ફીતુર થયું.

૧૮૩૭ હિંદનો ફોજદારી કાયદા મીકાલેએ તૈયાર કર્યો. હતો તે ૧૮૬૦માં મંજુર થયો.

૧૮૩૮ મોટી વેરાઇટીની સલાહ અંગ્રેજ શાહસુજા અને રણજીતસીંહ વચ્ચે તેમાં દાઆબ અને બીઆસ અંગ્રેજોને મળ્યા.

૧૮૩૯ કાબુલ શેહેરના બાલાહીશાર ભાગમાં શાહસુજાને અંગ્રેજોએ દાખલ કર્યો. (૨) રણજીતસીહ મરણ પામ્યો. અંગ્રેજી નૌકા સૈન્યે કરાંચી લીધું.

૧૮૪૦ દોસ્ત મહમદ અંગ્રેજોને સરણ આવ્યો.

૧૮૪૧ સર અલેકઝાંન્ડર બરનાને કાબુલમાં અફગાનોએ કતલ કર્યો. (૨)ખીલજી લોકે હુલ્ડ કર્યું. (૩) મેત્કાફનું ખુનથયું.

૧૮૪૨ લોર્ડ એલનબરોએ સોમનાથના સુખડના કમાડ જોવા માટે ઉત્તર હિંદમાં મોકલ્યા. (૨) કંદહારની લડાઇ જનરલ નાટે અફગાનોને હરાવ્યા (૩) અંગ્રેજોને ચીન જોડે લડાઇ થઇ. (૪) લોર્ડ આકલાંન્ડ સ્વદેશ ગયો. અને લોર્ડ એલનબરો આવ્યો.

૧૮૪૩ મીઆનીને હૈદરાબાદની લડાઇ સીંધના અમીરો અને ચાર્લસ નેપીઅર વચ્ચે તેમાં અમીરો હાર્યા. (૨) મહરાજપુરને પનીઆની લડાઇ અંગ્રેજ અને સીંધીઆ વચ્ચે થઇ તેમાં અંગ્રેજો જીત્યા.

૧૮૪૪ લોર્ડ એલનબરો બરતરફ થયો.અને લોર્ડ હાર્ડીંગ આવ્યો.

૧૮૪૫ શીખલોક જોડે વીગ્રહ સરૂ થયો. (૨) મુડકીની લડાઇ જનરલ ગાફે શીખને હરાવ્યા. (૩) ફીરોજ શેહરની લડાઇ અંગ્રેજે શીખને હરાવ્યા. (૪)બદીવાલની લડાઇ અંગ્રેજોને શીખ જોડે લડતા હાની પહોંચી.

૧૮૪૬ અલીવાલ અને સોબરોનની લડાઇ હેન્રી સ્મીથે શીખને હરાવ્યા.

૧૮૪૮ લોર્ડ હાર્ડીંગ સ્વદેશ ગયો ને લોર્ડ ડેલહુસી આવ્યો. (૨) સાંતલ લોક પોતાના બાપનું કરજ આપવામાં ખુવાર થઇ ગએલાઓએ નીરાશ થઇ ત્રણ ગામના લોક ગામ ઉજડકરી જતા રહ્યા. (૨) શીખને અંગ્રેજોએ જીત્યા. (૩)શીવાજીનો વંશજ અપુત્ર મુઓ તેણે ખોલે લીધેલા છોકરાને અંગ્રેજોએ સ્વીકાર્યો નહીં. અને સતારાનું રાજ્ય ખાલસા કર્યું.

૧૮૪૯ અંગરેજે પંજાબ ખાલસા કર્યું (૨) ચીલીઅન વાલાની લડાઇ લોર્ડ ગાફ તથા શેરશીંગ વચ્ચે તેમાં અંગ્રેજનો નામનો જય થયો. (૩) કીનરી, સદુસેન, ગુજરાતની લડાઇઓ અંગ્રેજે શીખને હરાવ્યા.

૧૮૫૨ બ્રહ્મી બીજો વીગ્રહ તેમાં અંગરેજોએ રંગુન, પ્રોમ,અને ઇરાવતીનો પ્રદેશખાલસા કર્યો. અને આરાકાન જોડે મેળવી દીધું. (૨) રંગુન અને પેગુનીલડાઇ અંગરેજે બ્રહ્મીઓને હરાવ્યા.

૧૮૫૩ નાગપુરનો રાજા અપુત્ર મુવો તેથી તેનું રાજ્ય અંગ્રેજોએ પોતાના રાજ્યમાં મેળવી દીધું. (૨) ઝાંસીનું રાજ્ય ડુબ્યું. (૩) કંપનીને નવો પટો કરી આપ્યો.

૧૮૫૫ આન્ડામાન બેટમાં થાંણા બેસાડવા અંગરેજી અમલદારો

મોકલ્યા. તે વખત ત્યાં નાગા લોક હતા તેમને લુગડાં ના કડકા આપ્યા. (૨) ત્રીશ હજાર સંતાલો પોતાની હાલત જાહેર કરવા કલકત્તે ગયા ત્યાં રસ્તે તોફાન કર્યું આખરે ગવરનરે તેને સાદી રાજનિતિ ઠરાવી આપી.

૧૮૫૬ લોર્ડ ડેલહુસી સ્વદેશ સીધાવ્યો. અને કન્નીંગનો કારભાર ચાલુ થયો. (૨) અયોધ્યા ખાલસા કર્યું.

૧૮૫૭ દેશી પલટણનો બળવો એ બળવામાં નાનાસાહેબ, તાત્યાતોપી ઝાંશીની રાણી. મહમદશાહ. વીગેરે સામેલ હતા. તે પ્રથમ મીરતમાં ઉઠયો પછી હિંદમાં ઘણાં ભાગમાં પ્રસર્યો એ બળવામાં ધર્મની ઝનુન અને ઉશકેરણી એ બળ એકઠાં હતાં.

૧૮૫૮ હિંદ રાજ્ય ગાદીના તાબામાં આવ્યું. અને અલહાબાદમાં દરબાર ભરી હિંદના રાજ્ય કારભારનો ઢંઢેરો પ્રગટ કર્યો. (૨) સર હ્યુરોજે ગ્વાલીયર જીત્યું.

૧૮૫૯ તાત્યાટોપી પકડાયો. અને જુલાઇની તા. ૮ મીએ શાંતીના જાહેરનામાં પ્રગટ કર્યા.

૧૮૬૦ ફોજદારી આકટ મંજુર થયો. પેનલકોડ અને ડેલહાઉસી ગવરનર જનરલ મરણ પામ્યો.

૧૮૬૧ આસામમાં વધારેમાં વધારે ૮૦૫ ઈંચ વરસાદ પડયો.
(૨) કાઉન્સીલમાં દેશીઓને દાખલ કર્યા.

૧૮૬૨ મોગલવંશનો છેલામાં છેલો પાદશાહ બ્રીટીશ સરકારનો,
નજર કેદી હતો તે મરી ગયો. (૨) લોર્ડ એલજીનનો
કારભાર શીરૂ થયો.(૩)અંગ્રેજોએ વહાબી લોકને જીત્યા.

૧૮૬૩ લોર્ડ એલજીન હિંદની એક ધર્મશાળામાં મરણ પામ્યો.
(૨) રૂના વેપારમાં વધારો થયો.

૧૮૬૪ લોર્ડ લોરેન્સનો કારભાર. (૨) દાર્સપગણું ખાલસા થયુ.
(૩) દેશી રાજાઓની લાહોરમાં સભા થઇ.(૪) ભુતાન
ઉપર અંગ્રેજોએ ચઢાઇ કરી.

૧૮૬૫ ઓઢીઆ પ્રાંતમાં દુકાળ પડયો. (૨) શેરશટ્ટાનો વેપા
ર ચાલુ થયાથી વેપારને મોટું નુકશાન થયું.

૧૮૬૮ બુદેલ ખંડમાં દુકાલ પડયો. (૨) લોર્ડ લોરેન્સના કાર
ભારનો અંત આવ્યો.

૧૮૬૯ નામદાર શાહજાદા ડયુક ઓફ એડીનબરો હિંદમાં આ-
વ્યો. (૨) લોર્ડ મેઓનો કારભાર ચાલુ.

૧૮૭૧ ઓરીસાની પાંદડાં પેહેરનારી જાતને અંગ્રેજોએ લુગડાં-
ના કડકા પેહેરવા આપ્યા. (૨) પોરટુગાલના થાણા
હિંદમાં દીવ દમણને ગોઆ ત્રણ હતાં તેનુ ક્ષેત્રફલ
૧૦૮૬ ચો. માઇલ ને વસ્તી ચાર લાખ છે.

૧૮૭૨ અમદાવાદમાં લુગડાંપર હાર દેનારા કાપડીઆઓએ હડતાલ પાડી. (૨) લોર્ડ મેઓ એન્ડામાન બેટમાં કેદીઓની હાલત જોવા ગયો હતો ત્યાં કોઇએ ગોળીથી માર્યો. (૩) લોર્ડ નોર્થબરૂક હિંદમાં આવ્યો.

૧૮૭૩ અમદાવાદમાં કડીઆના માજને ધંધાની ટાંચમને લીધે રોકડી જવાનું બંધ કર્યું હતું.

૧૮૭૪ મલ્હારરાવ ગાયકવાડને રેસીડેન્ટને ઝેર દેવાની કોશીસ. કરવા બાબત પદભ્રષ્ટ કરી મદ્રાસમાં રાખ્યો અને તેની ગાદીએ શીયાજીરાવને બેસાડ્યો. (૨) નીચલા બંગાળમાં દુકાળ પડ્યો.

૧૮૭૫ શાહજાદા પ્રીન્સ ઓફ વેલ્સ હિંદમાં પધાર્યો.

૧૮૭૬ લોર્ડ નોર્થ બરૂક રાજીનામું આપી સ્વદેશ સીધાવ્યો. અને લોર્ડ લીટનનો કારભાર શીરૂ થયો.

૧૮૭૭ મહારાણીએ કૈસરે હિન્દ પદ ધારણ કર્યું. (૨) દક્ષીણ હિન્દમાં અને મુંબાઇ ઇલાકાના કેટલાક ભાગમાં દુકાળ પડ્યો.

૧૮૭૮ અફગાનીસ્તાનનો મામલો શીરૂ થયો. શેરઅલી રૂશને મદદ કરતો જાણાવાથી તથા કેટલાંક કારણોથી દાર પ્રગણાનો કબજો કર્યો. શેરઅલી તુર્કસ્તાન નાઠો ત્યાં

મરાણુ પામ્યો. (૨) મીઠાની કીમતમાં વધારો. (૩) લાઇસેન્સ ટેક્ષ નીકળ્યો.

૧૮૭૯ લોર્ડ લોરેન્સ મરી ગયો. તેને વેસ્ટ મીનીસ્ટરમાં દાટયો છે (૨) અફગાનીસ્તાન જોડે સલાહ થઇ. (૩) કાબુલમાં બંડ થયું.

૧૮૮૦ અયુબખાંને જનરલ રોબર્ટે હરાવ્યો. (૨) અબદુલરહેમાનને કાબુલનો અમીર બનાવ્યો. (૩) લોર્ડ રીપનનો કારભાર.

૧૮૮૧ હિંદમાં એકી વસ્તીની ગણત્રી કરી તેમાં સાંતાલ લોક સાથે ૨૫$\frac{1}{3}$ કરોડ માણસ હિન્દના થયાં.(૨) વજી અલીને પેનશન આપી ગાર્ડન રીચમાં રાખ્યો.

૧૮૮૪ લોર્ડ ડફ્રીન ગવરનર જનરલ આવ્યો.
(૨) બ્રહ્મદેશ જોડે વીગ્રહ.

૧૮૮૬ ડ્યુક ઓફ કેનોટ હિંદમાં પધાર્યા, બ્રહ્મી રાજા થીબોને કેદ કરી રત્નાગીરી રાખ્યો.

૧૮૮૭ કૈસરેહિન્દની જ્યુબીલીનો મ્હોત્સવ થયો.(તા૦૧૬-૨-૮૭)

૧૮૮૮ લોર્ડ લેન્સડાઉન હિન્દમાં ગવરનર જનરલને ઓધે પધાર્યો.

# જાહેર ખબર.



“ગાંધી બુકડીપો” નામની અમારી દુકાનમાં સઘળા જાત-જાતના નિશાળોને ખપના અંગ્રેજી ગુજરાતી પુસ્તકો, દવાઓ, સ્ટેસનરીને લગતો પરચુરણ સામન, ઘડિયાળો જાત જાતની ચાએ અને દરજીઓ માટેના સીવવાના વીલર અને વીલસનના સાંચાઓ ઉપરાંત સાંચાને લગતો સામન, કીફાએત ભાવે વેચાએછે. અને સઘળી જાતના જુના તથા નવા પુસ્તકો બાંધવાનુ ખાતું પણ એજ દુકાનના અંગે ઉઘાડેલુંછે; જેમાં જાત જાતની ચોપડીઓ બાંધવા ઉપરાંત તે ઉપર સોનેરી હરફોથી તે બુકના અથવા ધણી કહે તે જાતના નામો પણ પાડી આપવામાં આવેછે.

ઠા. લલ્લુભાઇના ચકલો

ના૦ ૯૪૯

ભરૂચ.